# વીર જયંતી

# કાવ્યમાળા.

પુષ્પ ૩ જું

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ઝવેરી મુલચંદ આશારામ વૈરાટી.**

ઓનરરી સેક્રેટરી,

ઉપદેશ પ્રસારક મંડળ.

સંવત ૧૯૮૧ ] વીર સંવત ૨૪૫૨ [ જન્મ ત્રયોદશી.

પ્રત ૧૦૦૦ આવૃત્તિ પહેલી

શ્રી લક્ષ્મી પ્રિન્ટીંગ પ્રેસમાં શા. મણીલાલ છગનચંદે છાપ્યું

કાળુપુર ટંકશાળ—અમદાવાદ.

કીંમત. ૦-૨-૦

# ઉપદેશ પ્રસારક મંડળ.



આ મડળની સ્થાપના સવત ૧૯૬૯ ના પર્યુષણમા કરવામાં આવી હતી પ્રથમ આ મડળનુ નામ ઉપદેશ પ્રસારક ફડ રાખ્યુ હતુ, અને માગ એકલાનાજ માથે બધો બોજો રાખીને આ ફડ તરફથી પ્રથમ સવત ૧૯૭૦મા પ્રભુ મહાવીરના જન્મ દીવસે તેમની જયતિનો એક મેળાવડો ભરવામા આવ્યો હતો નીયમીત રીતે પ્રતિ વર્ષ તેમની જયતિ પ્રસગના મેળાવડા ભરવાના નિમીતે આ ફડનુ કામ ચલાવવાની ઈચ્છા રાખી હતી, પરતુ પાછળથી આ ઉપદેશ પ્રસારક ફડને સવત ૧૯૭૨ ની જયતી પ્રસગે ઉપદેશ પ્રસારક મડળના નામથી સ્થાપન કરી યોગ્ય બધારણ કરી વ્યવસ્થીત રીતે મેનેજીગ કમીટી નીમી અને હોદ્દેદારોની નીમણુક કરી વાર્ષિક મેમ્બરો નીમ્યા પ્રતિવર્ષ એકજ રૂપીઓ લવાજમ લેવાનુ નક્કી કર્યુ આખરે મેમ્બરોએ પોતાના નામ નોધાવ્યા અને તેના ઉદ્દેશને વીશાળ કર્યો ભારતવર્ષની પ્રગતિ સાથે જૈન પ્રજા પોતાની પ્રગતિમા આગળ વધે એવોઉપદેશ ફેલાવવો, ફડની સ્થિતીના પ્રમાણમા પ્રગતિના સાહિત્યો ઉભા કરવા. વીગેરે વીશાળ ભાવનાઓ ભાવી, પરતુ આરભ શુરા વણીકોનો ઉત્સાહ ધીમે ધીમે

નરમ પડવા લાગ્યો અને ધીમે ધીમે કમીટીની મીટીંગ પ્રસંગે હાજરી આપવા જેટલો ઉત્સાહ પણ બંધ થયો છે જયંતી પ્રસંગના દિવસ જાહેર તહેવાર તરીકે પળાવવો, જૈનોના બજારો બંધ રખાવવા, તે દિવસ ઘણાજ ઉત્સાહથી ઉજવવા માટેની હીલચાલો કરવી, મહાવીર ચરિત્ર જુદીજુદી ભાષામાં પ્રગટ કરવું જયંતી પ્રસંગ ઉપર મહાવીરના તત્વ જ્ઞાનને પ્રજાની નજર સન્મુખ લાવનાર પ્રદર્શનો ભરવા વીગેરે ઘણી ઘણી અભીલાષાઓ છે છતાં કાર્ય કરનાર ઉત્સાહિ મનુષ્યોના અભાવે હાલ તો જે આટલા હાથે બને છે તેટલુજ કરીને સંતોષ માનવા પડે છે જૈન પ્રજાના ઉત્સાહી કેળવાયેલ યુવકો કંઈક ભોગ આપવાને તઈયાર થાય તો જરૂર કંઈક કાર્ય થઈ શકે ઈતી

લી૦

**ઝવેરી મુળચંદ આશારામ વૈરાટી.**

ઓનરરી સેક્રટરી,

**ઉપદેશ પ્રસારક મંડળ.**



# નિવેદન.

વીર જયતી કાવ્યમાળાના નાનકડા પુસ્તકનુ આ ત્રીજુ પુષ્પ આજે મહાવીર પ્રભુના જન્મ દીવસે વાચક મહાસયો ના હાથમા મુકતા આનદ થાય છે કારણુ કે કાવ્ય પુષ્પોથી થએલી આ કાવ્ય માળા પ્રભુ જીવનની કઈક અશે પણ ઝાખી કરવામા નિમિત્ત માત્ર થશે તો હુ મારા પ્રયત્નને સફળ થયો માનીશ આજે ઉજવવામા આવતા મહાવીર જયતીના મેલવાડા પ્રસગે ગાવાના સાત કાવ્યોનો આમા સગ્રહ છે તેમાનો ૬ કાવ્ય તો ભાઈશ્રી પાદરાકરની કસાએલી કલમથી લખાએલા છે જ્યારે ૧ કાવ્ય પ્રભુના જન્મ મહોત્સવની વધાઈ રૂપે બાળ રમતની માફક મારાથી લખાયુ છે આ સિવાય મહાવીર સ્વામીના જીવનના પાચ અગત્યના પ્રસગો કે જે પચ કલ્યાણકના નામોથી જૈન સમાજમા પ્રચલિત છે, તેની નોંધ લીધી છે અને મહાવીર પ્રભુના દીક્ષા લીધા પછીના પાચ અભિગ્રહો તથા મહાવીરના સઘની વસ્તીની નોધ લઈ આ નાનકડા પુસ્તકને પ્રજાના હાથમા મુકુ છુ

લી૦

**ઝવેરી મુળચંદ આશારામ વૈરાટી.**

અમદાવાદ. ઓ સે ઉપદેશ પ્રસારક મડળ

## મહાવીર સ્વામીના પાંચ મંગળ પ્રસંગો.

### પંચ કલ્યાણુક.

### ૧ લું ચ્યવન કલ્યાણુક અસાડ સુદ ૬.

મહાવીર પ્રભુનો જીવ દશમા દેવલોકમાથી ચ્યવીને દેવાનદા બ્રાહ્મણીની કુક્ષીએ અસાડ સુદ ૬ ના દીવસે ગર્ભરૂપે આવ્યો ત્યા ૮૨ દીવસ રહ્યા પછી આસો વદી ૧૩ ના દિવસે ચદ્ર હસ્તોત્તરા નક્ષત્રમા ઇદ્રના હુકમથી નૈગમેષી દેવે ત્રીશલા ક્ષત્રિયાણીની કુક્ષિએ સ્થાપન કર્યા, તે વખતે ત્રિશલા દેવીએ ચૌદ મહા સ્વપ્નો જોયા.

### ૨ જુ જન્મકલ્યાણુક ચૈતર શુદ ૧૩.

ચૈતર સુદ ૧૩ ની રાત્રીએ સર્વ જગત્ હર્ષથી પરીપૂર્ણ હતુ તેવા સમયે ચદ્ર હસ્તોત્તરા નક્ષત્રમા ભારત વર્ષના ક્ષત્રિય કુડ ગ્રામમા સિદ્ધાર્થ રાજાના ધર્મ પત્નિ ત્રિસલા દેવીની કુક્ષીએ પ્રભુ મહાવીરનો જન્મ થયો

તે સમયે દેવલોકમાથી ભોગકરા આદી છપ્પન્ન દિગ-કુમારીઓએ આવી પ્રભુનુ તથા તેમની માતાનુ સુતિકા કર્મ કર્યું સૌધર્મ પણ આસન કપથી પ્રભુનો જન્મ જાણી તરતજ પરિવાર સહિત સુતિકા ગ્રહમા આવ્યા અને પ્રભુને તથા તેમની માતાને નમસ્કાર કરી ઇદ્ર ત્રિશલાદેવી ઉપર

અવસ્વાપનિકા નામની નિંદ્રા મુકી અને પ્રભુને લઈ તેમના સ્થાને મહાવીર પ્રભુનુ પ્રતિબિંબ મુકયુ, અને પાચ રૂપે ઇંદ્ર પ્રભુની ભકિત કરવા લાગ્યા જેમા એક રૂપે પ્રભુને પોતાના હાથમા લીધા, બીજા રૂપે પ્રભુને માથે છત્ર ધર્યું, બે રૂપે પ્રભુની બન્ને બાજુ ચામર ધર્યા, અને એક રૂપે વજ્ર ઉછાળતા નાચતા પ્રભુની આગળ ચાલવા લાગ્યા તેમ કરતા કરતા મેરૂ શીખર ઉપર આવ્યા, ત્યા અતિ પાડુ કબલા નામની શીલા ઉપર પ્રભુને ખોળામા લઇને ઈંદ્ર સિહાસન ઉપર બેઠા તે વખતે બીજા ત્રેસઠ ઈંદ્રો પણ નવણ કરાવવા માટે ત્યા આવ્યા, અને અભિયોગીક નામના દેવતાઓ તિર્થના જળ લઈ આવ્યા, અને સ્નાત્રની તયારી થવા લાગી તે અવસરે ઇંદ્રને શકા થઈ કે આટલો બધો જળનો ભાર પ્રભુ શીરીતે સહન કરી શકશે જ્ઞાનથી પ્રભુ શક્ર ઇંદ્રની શકા જાણી તેના નિવારણાર્થે ડાભા પગના અગુઠા વડે મેરૂને દબાવ્યો, જેથી મેરૂ કપાયમાન થયો, અને શીખરો તુટવા લાગ્યા તેમજ સમુદ્રા અને નદીઓના પાણી ઉછળવા લાગ્યા પૃથ્વિ કંપવા લાગી આ બધો ઉત્પાદ જોઈ ઇંદ્ર અવધી જ્ઞાનથી આ બધી મારી શકાના નિવારણ માટે પ્રભુએ કરેલી લીલાને જાણી ઇંદ્રે પ્રભુને પ્રણામ કર્યા અને અનેક પ્રકારના દેવતાઈ વાજીત્રો વાગતા છતા પ્રભુના અભિષેકની ક્રિયા થઈ તે પ્રસગે પ્રભુના નવણ જલને લોકો ઉપર દેવતા ઓ છાંટવા લાગ્યા અને ત્યા રહેલી મૃતીકા (માટી) પણ પ્રભુના નવણ,

જળથી ભીંજાએલી હોવાથી પવિત્ર ગણાવા લાગી. ત્યારબાદ સૌધર્મ ઈદ્રિ પ્રભુને ઈશાન ઇદ્રના ખોળામા આપી પ્રભુને અર્ચન, પુજન, આરતી વીગેરે કરી અનેક સુદર શબ્દો વડે પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા. ત્યારબાદ પ્રભુને લઈ તેમની માતા પાસે આવ્યા અને પ્રભુને માતાના પડખે મુકી તેમને ઓસીકે ક્ષોમ વસ્ત્ર અને બે દેવતાઈ કુડળ મુકયા, અને પ્રભુની સય્યામા શ્રીદામગડક મુકયો અને ઈદ્રિ પોતાના સ્થાનકે ગયા તે પ્રસંગે ઇદ્રના હુકમથી જભક દેવતાઓએ પ્રભુના ઘરમા સોનુ, માણેક અને નાણાની વૃષ્ટિ કરી



## સિધ્ધાર્થ રાજાનો જન્મ મહોત્સવ.

ચૈતર સુદ ૧૩ ની રાત્રિ વિત્યાબાદ પ્રભાતે સિદ્ધાર્થ રાજાએ પુત્ર જન્મની વધાઈમા સૌથી પ્રથમ નગરના સર્વ કેદીઓને કારાગૃહથી મુકત કર્યા અને યાચકોને પ્રસન્ન ચિત્તે દાન દીધા ત્રીજે દીવસે માતા પીતાએ ઉલ્લસિત હૃદયે સુર્ય તથા ચદ્રના બિબના દર્શન કરાવ્યા, છઠે દિવસે રાજા રાણીએ સુદર આભુષણોથી સણગારાએલ અનેક મગળ ગીતને ગાનારી સૌભાગ્યવતી સ્ત્રીઓ સાથે રાત્રી જાગરણ મહોત્સવ કીધો બારમા દિવસે ભેટ સોગાતનો દરબાર ભરાયો જેમા અનેક જ્ઞાતીજનો સબધી સ્નેહીઓ, અને રાજા મહારાજાઓ ભેટ લઈને આવ્યા તેમનો યોગ્ય સત્કાર કરાયા બાદ સર્વની સન્મુખ સિદ્ધારથ રાજાએ જણાવ્યુ કે આ પુત્ર ગર્ભમા

આવ્યો ત્યારથી નગરમા અને હમાગ ઘરમા દ્રવ્યાદિકની વૃદ્ધી થતી હોવાથી તેનુ વર્ધમાન એવુ નામ પાડવામા આવે છે જે સર્વ પધારેલ સજ્જનોએ કબુલ રાખ્યુ અને પ્રભુ પરિસહો સહન કરવામાં મહાધીર થશે તેમ જાણીઇદ્રે **મહાવીર** એવુ નામ પાડયુ.

મહાવીર પ્રભુની જન્મ કુડળી અને વીરવિજયજી મહારાજે તે ઉપર લખેલુ કાવ્ય,—



## મહાવીર પ્રભુની જન્મ કુંડળીનું કાવ્ય.

( દેશી કેરબાની )

ત્રેવિર્ધ સચ ઉદ્ધેચિયાં,
અલબેલે સાંઈ! કયુંરે લગાઆ અતિ બેરીયાં!
નીચેબીના ન ચલે છોર ન પિછે વલે,
બાબત આપ ઉછેરીયા    અલબેલે સાંઈ—કયું
બારમે અતુલ બલી મોગત અટકલી,
જન્મ બલી ગ્રહ ચારીયાં.   અલબેલે સાંઈ—કયું
સંવત પાસઇશિ દોશત અડતલીશ,
ઉજવલ ચૈતર તેરસે    અલબેલે સાંઈ—કયું
ગોઠી ઘડી નરૂણી ઉત્તરા ફાલગુણી,
મંગળવાર નિશાવને    અલબેલે સાંઈ—કયું

* પ્રાર્શ્વ પ્રભુ પછી અડતાલીશ વર્ષે

સિદ્ધિ યોગ ઘડી પન્નર ચારે ચરી,
વેળા મહુર્ત ત્રેવીસમેં અલબેલે સાંઈ--ક્યુ
લગ્ન મન્ગ વહે સ્વામી જનમ લહે,
જીવ સુખ સહુ તે સમે અલબેલે સાંઈ--ક્યુ
ત્રિશલા રાણીએ જાયો દેવ દેવીએ ગાયો,
સુત સિદ્ધાર્થ ભુપકો અલબેલે સાંઈ--ક્યુ
મંગલ કેતુ લગને રવિ બુધ ચોથે ભવને,
દશમે શનીશ્ચર ઉંચકો અલબેલે સાંઈ--ક્યુ
પંચમે જીવ રાહુ સાતમે વેદ સાહુ,
કેંન્દ્ર ભવન ગ્રહ મંડળી અલબેલે સાંઈ--ક્યુ
ભાગ્ય ભુવન શશિ શુક્ર સંતાન વસી
મેઘ હુઆ એક વિજળી અલબેલે સાંઈ--ક્યુ
ચંદ્ર દશા વિપાકી માસ ભુવન બાકી,
જન્મ દિશા શનિ સજમી અલબેલે સાંઈ--ક્યુ
ગુરૂ મહાદિશામે કેવળ જ્ઞાન પામે,
તાએ સુખ-બાની મેરે દિલ રમી અલબેલે સાંઈ--ક્યુ
થાવર વિગલમે કાલ અનંત ભમ્યો,
મેં બી નિકલીયા સાથ મેં અલબેલે સાંઇ--ક્યું
નારક તિરિ ગતિ સુખ ન એક રતી,
કાલ નિગમીયો અનાથ મેં અલબેલે સાંઈ--ક્યું
બહોતમેં નાચ નચે ચિહુ ગતિ-ચોક બીચે,
નેકી ન મિલી નાથજી અલબેલે સાંઈ--ક્યું

પોત પ્રકાશ દીએ ! આશ નિરાશ કિયે,
અલગ કીયા મેં આજથી   અલબેલે સાઈ—કયું
માનવ ગુણ લઈ તુમ સન મુખ રહી,
બેર બેર શિવ માગતે   અલબેલ સાઈ—કયુ
માતન ઓર કહુ લીએ બિનાન રહું,
બાલ હઃયો રસ લાગને   અલબેલે સાઈ—કયુ
નાથ નજર કરી બેર ન એક ઘડી,
સદા મગન મુખ લહેરસે.   અલબેલે સાઈ—કયુ
મગળ તુરવરા ગાવત અપછરા,
શ્રી શુભ વીર પ્રભુ મહેરસે અલબેલે સાંઈ—કયુ

## મહાવીર પ્રભુની જન્મ કુંડળી.




૩જું માગશર વદી ૧૦ દિક્ષા કલ્યાણક.

જ્ઞાત ખડ નામના ઉત્તમ ઉપવનમા ચંદ્ર હસ્તોત્તરા નક્ષત્રમાં માગસર વદી ૧૦ ના દીવસના છેલ્લા પહોરે છટ્ઠ તપ કરી પ્રભુએ દિક્ષા લીધી

૪ થુ વૈશાખ સુદ ૧૦ કેવળ જ્ઞાન.

જૂંભક ગામની બહાર રજ્જુ વાળિકા નદીના ઉત્તર તટ ઉપર શામાક નામના ગ્રહસ્થના ક્ષેત્રમા સાલ તરૂની નીચે છઠ્ઠ તપ કરીને ઉત્કટી આસને આતાપના કરતા ચંદ્ર હસ્તોત્તરા નક્ષત્રમા વિજય મહુર્તે શુક્લ ધ્યાનને ધ્યાતાથકા વૈસાખ સુદ ૧૦ના દીવસના ચોથા પહોરે પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ



૫ મુ આસો વદી ०)) (દીવાળી) મોક્ષ કલ્યાણક.

દીવાળીના દીવસે પાછલી રાત્રે ચદ્ર સ્વાતિ નક્ષત્રમા આવતા છઠ્ઠનો તપ કરેલો છે તેવા પ્રભુ પર્યંકાસને બેસી બાદર મનયોગ અને વચન યોગને રૂધી સુક્ષ્મ કાય યોગમા સ્થિત થઈ બાદર કાય યોગને રૂધ્યો, ત્યારબાદ વાણી તથા મનના સૂક્ષ્મ યોગને રોક્યા એવી રીતે સૂક્ષ્મ ક્રિયાવાળુ ત્રીજુ શુક્લ ધ્યાન પ્રાપ્ત કર્યું પછી સૂક્ષ્મ તનુયોગને રૂધી જેમા સર્વ ક્રિયાનો ઉચ્છેદ થાય છે એવા સમુચ્છિન્ન ક્રિય એવા ચોથા શુક્લ ધ્યાનને ધારણ કર્યું પછી પાચ હસ્વાક્ષરનો ઉચ્ચાર કરીએ તેટલા કાળ માનવાળા એવા શુક્લ ધ્યાનના ચોથા પાયાવડે કર્મબધ રહિત થએલા પ્રભુ યથા સ્વભાવ રજ્જુગતિ વડે ઉર્ધ્વ ગમન કરી મોક્ષ પામ્યા તે દિવસે ચદ્રનામે સવત્સર પ્રીતિવર્ધન નામે માસ નદિવર્ધન નામે પક્ષ અગ્નિ વેષ નામે દિવસ અને દેવાનદા નામે રાત્રીનુ નામ હતુ

## મહાવીર પ્રભુના પાંચ અભીગ્રહો,

૧ કદીપણ જ્યા અપ્રીતિ થાય તેને ઘેર વસવુ નહીં
૨ જ્યા રહેવુ ત્યા સદા કાર્યોત્સર્ગ કરીનેજ રહેવુ
૩ પ્રાયઃ મૌનજ ધારણ કરવુ
૪ કર પાત્ર વડે ભોજન કરવુ
૫ ગ્રહસ્થનો વિનય કરવો નહીં

પ્રભુએ દિક્ષા લીધા બાદ પ્રથમજ ચોમાસુ મોરાક નામના ગામના ઉધ્યાનમા દુઇ જતક જાતના તાપસોના આશ્રમમા કર્યું કે જે આશ્રમનો વડીલ તાપસ પ્રભુના પિતાનો મીત્ર હતો જેના આગ્રહથી પ્રભુ તેના આશ્રમમા રહ્યા ત્યા પ્રભુ શુકા ઘાસની એક ઝુપડીમા કાયોત્સગ ધ્યાને રહ્યા હતા ત્યા ગામની ગાયો આવીને તે ઝુપડીનુ ઘાસ ખાઇ જતી હતી પરતુ પ્રભુતો અલીપ્ત ભાવે ધ્યાન પરાયણ રહેતા હતા તેથી તાપસે આવીને પ્રભુને ઓલભો આપીને કહ્યુ કે પખીઓ પણ પોતાના માળાનુ રક્ષણ કરેછે અને તમે આ ઝુપડીનુ રક્ષણ કેમ કરતા નથી આ શબ્દો વડે પ્રભુ તાપસની અપ્રીતિ જોઇ ત્યા પાચ અભીગ્રહો ધારણ કર્યા અને ચોમાસાના પદર દિવસ વ્યતીત થવા છતા ત્યાથી વિહાર કરી પ્રભુ અસ્થિક નામના ગામમા ગયા

॥ ॐ ॥

## श्रीमहावीराष्टकम्.

ललित (भद्रिका.)

सकलसिद्धिदं सिद्धभावनं, वनजलोचनं चारुमूर्तिकम् ।
मतिमतां मतं सन्मतार्थिनां, जिनपतिंमहावीरमाश्रये ॥१॥

मुनिगणैःश्रितं देवदानवै-र्नरगणै सदा संस्तुत श्रियम्  ।
परम तत्त्वद् यस्य दर्शनं, जिनपतिं महावीरमाश्रये  ॥२॥
चरित्रमुत्तम चारुदेशन, शमितकामनं मानहारकम्  ।
शिवसुख करयो ऽचरन्मुदा जिनपतिं महावीरमाश्रये  ॥३॥
जननमृत्युह पादपङ्कज, विमलबोधिद् यस्यशोभनम्  ।
जगति देहिनां तारक स्थित, जिनपतिं महावीरमाश्रये ॥४॥
जयति शासन यस्य निर्मल, प्रणतदेहिना मुक्तिसाधनम्  ।
निखिलकर्मणा वारक वर, जिनपतिं महावीरमाश्रये  ॥५॥
भवभयार्तिहा यस्यवाचनां, समयवेदिन· श्रद्धयाऽनिशम्  ।
श्रुतिगता जनाः कुर्वतेरता, जिनपतिं महावीरमाश्रये  ॥६॥
कुरुत केवल यद्गुणव्रजं, क्षयकर महामोहवैरिण·  ।
श्रवणगोचर भव्य भावतो, जिनपतिं महावीरमाश्रये  ॥७॥
तिथिरहो सदा स्मर्यते सका, मुनिपतिर्गतो यत्र मोक्षके  ।
भविजनैर्महा मोद धारकैः जिनपतिं महावीरमाश्रये  ॥८॥

(आचार्य) अजितसागरसूरि·

(अमदाबाद·)

## મંગળાચરણ

રાગ કલ્યાણ

વંદન ! જય નંદન, સિદ્ધાર્થ ભૂપતિ !
શાન્તિ સ્રોત આખંડિ સદા સુહાવતી !  વંદન
પરમ પ્રેમ રેલતી ! દિવ્ય સૂર છેડતી !
પુણ્યના પ્રકાશ જ્ઞાન રસ વહાવતી !  વંદન.

માતૃ પિતૃ ભક્તિ વીણાને બજાવતી !
ત્યાગ તપ વિરાગ પાઠ જગ ભણાવતી ! વંદન.
સ્યાદવાદ તત્વ અનેકાન્તે આપતી !
દિવ્ય દયા ધ્વજ દિગંત ફરફરાવતી ! વંદન.
સુરભિ સુમન સરસ જ્ઞાન કુંજ રેલતી !
મૂર્તિમંત સૂત્ર આગમો શી ! રેલતી ! વંદન
આત્મ જ્ઞાનવંત અલખ મસ્ત રેલતી !
ગૂઢ તત્વ જ્ઞાન ગીતડા ગજાવતી ! વંદન
**ज्ञान क्रिया मोक्ष** મંત્ર વિશ્વ ફુંકતી !
**क्षमा वीर भूषण** જગને જણાવતી ! વંદન.
અનંતા ગુણે ભરી સુધા વહાવતી !
જૈન ધર્મ જ્યોત વિશ્વ ઝળહળાવતી ! વંદન
વીર ! નમન આજ ! યશોદા સતી પતિ !
**મણિમય जयंति** રહો વિશ્વ ગાજતી ! વંદન.

## સ્વાગત.

મીઠડા ગોરસ લ્યો–રાગ

મીઠડા સ્વાગત્ લ્યો ! સ્વાગત્ લ્યો !
લેજો લેજો રસીક નર નારરે ! મીઠડા

**સાખી**—અંતરના સદ્‌ભાવની, નવવિકસિત ફુલમાળ !
પાંખડિએ પરિમળ ભરી, તમે લેજો સૌ વીરના બાળરે ! મીઠડા

પતીત પાવન પાવલે, દેવ દેવીના વૃદ!
રાજલ હંસો ઉતર્યો, ભર્યું માનસસર આ રસાળરે! મીઠડાં
શાશન ઉદ્ધારક મહા-વીર ધીર ગ.ભેર,
તારણહાર ત્રિલોકનો, વ્હાલા વીરની જય તી જયકારરે! મીઠડા
રાષ્ટભાવ રસછોળ શી? અતરીએ ઉભરાય!
મોહ ન શોભે બધડા, આવો બાંધો કર્તવ્યની પાળરે! મી૦
ઉર વિશાળતા વિસ્તરી, કાઢી હુ તું તમામ!
સ પે અ ણી સમાનતા, કસી કમર કરો શ શન ઉદ્ધારરે! મી૦
એક પિત ના બાળકો, ધરી હાથમાં હાથ!
આજ્ઞા પાળી તાતની, હયે હૈયાની એક હો દિવાલરે! મી૦
રાજનગર રસકયારીએ, વસત પરિમળ વાય!
વીરજયંતિ ઉત્સવે, આવો વધાવો ત્રિશાલાનો બાલરે! મી૦
વયણ વદી-શુણી--અતરે, કર્તવ્યો ઉભરાય!
મણિમય સત્ય જયંતીએ, એના રોપેગ ભાવ રસાળરે! મી૦

## જગાવો જયોતિ.

(રાગ ભેરવી ત્રીતાલ)

જગાવો જ્યોતિ નવિન પ્રભુ વીર.
ટાળી શાશન છાયા તિમીર! જગાવો.
નવિન ચેતના પ્રકટે પ્રભુજી! રગ રગ નવલખ ધીર,
તુજ સતાનો આત્મ જ્ઞાનના, ધારે ઉજ્વળ ચીર જગાવો.
ધર્મ ભાવનાના પૂર ઉછળે, ઉજાળતાં જગ વીર!

પખાળી દે માનવ હૈયાએ, રેલો નિર્મલ નીર! જગાવો
કર્મ યોગિઓ પ્રકટે ઘરઘર, ગાજે મહા બળવીર,
જૈન કોમને જગવે જાગી, બની કર્તવ્ય ફકીર જગાવો
કુરબાની સર્વસ્વ તણી દે, ધર્મ સટે મહાધીર,
શાશન સેવામાજ સમર્પે, આત્મા શિર શરીર જગાવો
કાયરતા કચરી વીચરે જેમ નિડર કેશરી ગીર,
વિશ્વે નામ દિપાવે વીરનુ પ્રકટાવો એ વીર! જગાવો
**શ્રેણિક હેમ કુમારપાલ ગૌતમને પ્રભુ મહાવીર!**
ઉતરો ભારતમા પ્રસરાવો, પરિમળ દિવ્ય સમિર જગાવો
જૈન ધર્મની જ્વલત જ્યોતિ, પુન પ્રકાશે સ્થિર
**મણિમય** ધન્ય ઘડી પલ થાશે, આવો નાથ લગીર જગાવો

## આંગન ફુલો બીછાઈ.

( રાગ કાફી ત્રીતાલ )

આગન ફુલો બિછાઈ મૈયા તોરે આગન ફુલો બિછાઇ
વીર કુમર સુત જાઈ મૈયા તોરે
ધન્ય ત્રિસલાદે ભારત માહીં તું વીર માત કહાઈ.
છપ્પન દિગ્ કુમરી હિલમીલકે નૃત્ય ગુણગાન મચાઈ મૈયા
દિવ્ય દુદુભી ગગને બાજત્ મદ સુવાસ બહેકાઈ
દિવ્ય પ્રકાશ ભયો નારકીએ અવનિતલ હરખ ભરાઈ મૈયા
દેવ દેવી ઇદ્રાદિક મીલકર મેરૂ શીખર પર જાઈ
ક્ષીરોદકસે નવણ કરાવત્ મહાવીર ગોદ બીઠાઇ મૈયા તોરે

ક્ષત્રિય કુડમે જન્મ મહોત્સવ ઘર ગર બજત બધાઈ,
જય જયકારકરત નર નારી સિદ્ધારથ ઘર આઈ મેયા તોરે
પોઢત્ વીર કુમર પારણીએ નયને નિદ ભરાઈ,
જાગત્ જગવત્ વીર જગતકો વૈરાટી નિદ ઉડાઈ મેયા તોરે

## શ્રી વીરજન્મ ગરબો.

શું રસભર નુરે ચાદલ પુરે છે વિશ્વને પ્રકાશથી અલબેલડી
કણુકણુમા કાન્તિ શી વિલાસતી અલબેલડી–શુ !
**સાખી**–ત્રિશલા ઘર મનહર અમર, જન્મ્યા શ્રી મહાવીર,
શ્રી સિદ્ધારથ નદ એ નદિવર્ધનના વીર
કુજે કલાપી રહ્યા ગુજતાજીરે,
પુષ્પના પરાગ ફોર ફોરતાજીરે મારા વાલાજી કુજે
**સાખી**–ચાલો સખી જઇએ માતા ત્રિશલાને ધામ,
પ્રભુ–માતા દર્શન થતા, ભવભવનો આરામ
સખિઓ ! શ્રી વીર રઢીઆળારે, ગુણિયલ, સખીઓ
શ્રી વીર રઢીઆળા ( ૨ )
વિશ્વમા વિરલ અવતાર એ સાહેલી (૨)
આનદ મુર્તિ રસાળરે ! સખિઓ, વીર કુવર રઢિઆળા
**સાખી**–આત્મ જ્ઞાન સમ જ્ઞાન નહિ, પ્રભુ ધામ સમ ધામ,
જૈન ધર્મ સમ જગ નહિ, વીર નામ સમ નામ
વીરજીને દેવ દેવી દેતા વધામણા,
હારે વ્હાલા વીરજીને જાઉં બલિહાર
ખમા ખમા બાલુડા વીરને

વીરજીને। વિશ્વ ઉદ્ધારવાને જન્મીયા,
હારે એને। ત્રિભૂવન તારણુહાર (હારે જેના જન્મથી જયજયકાર)
નમે। નમે। મણિમય વીરને

## યાચના.

( રાગ માઢ તાલ દીપચદી ગઝલ )

પ્રભો જેવુ હતુ તેવુ ફરી શાશન બનાવી દ્યો,
ધર્મ ધ્વજ જૈન શાશનને। વિશ્વમા ફરફરાવી દ્યો
દિવ્ય જ્યોતિ પ્રકાશે હિન્દ ઝળક્યુ આપને પગલે,
નાથ। તે જ્વલત રશ્મિમર્થીજ ભારત ઝળહળાવી દ્યો
રજત ગ્રને। સ્ફટિક કાચન, હરિત ઘન વૃક્ષ રાજીના,
મહાજન અમિ ભર્યા આગણુ નાથજી ઉભરાવી દ્યો
ધર્મ રત્ને ભર્યાં ટેકી ધુરધર રાજનિતીજ્ઞો,
મહાવ્યાપારી શ્રાવકગણુ જગત્ માહે ઉતારી દ્યો
અમારા પુર્વના સાધુ, કર્મ યોગી મહા જ્ઞાની,
ચતુર્વિધ સઘએ જુના, પુન સત્વર સુહાવી દ્યો !
સુત્રને આગમે। તત્વો પ્રણેતા પુજ્ય આચાર્યો.
વચન સિદ્ધી ભર્યા મોઘા, તપસ્વી ઉભરાવી દ્યો !
નીતિને ન્યાય સદ્ધર્મે ભર્યા એ રાજવી જૂના.
મુસદ્દી મંત્રીઓ મજાલ ઉદયન શા જગાવી દ્યો !
જિનાગમ ધર્મને। સદ્બોધ દેતા શાસ્ત્ર સિદ્ધાતો !
સઘમા રગ રગે વ્યાપે, ઘડિપળ એ બતાવી દ્યો

સુઘડ શાણી પતિ ઘેલી પતિવ્રતથી ભરી પ્રમદા
વીર પ્રસવીની શ્રાવિકાથી શાશન ને સુહાવી દ્યો !
વીર શાશનની સેવાર્થે સમર્યા યે હસિત વદને !
બ્રહ્મચારી યુવક જૈનોથી આગણિયા હસાવી દ્યો !
ફરીથી સપ્રતિ શ્રેણિક ગુરૂ ગૌતમ સમા આજે
અમોને દોરવા ઉદ્ધારવા અર્થે જગાવી દ્યો !
અતુલ વૈભવ અડગ શ્રદ્ધા ધર્મ ધ્વજ જૈન આલમમા,
મણિમય ફરફરે એવુ પુન શાશન બનાવી દ્યો !

પાદરાકર

## વીર વીરહ.

( રાગ ગૌડ મલ્હાર તાલ અધા )

અહો ! પ્રભુવીર ! મહા ગભિર ! ઘડિપળ પ્રાણ આવોને !
પિતા ! મન ધીર-ધરે ન લગિર ! નાથ મુખડા બતાવોને !
દેવ ! દર્શન તલપ લાગી, જીવન ! જ્યોતિ જીગર જાગી !
નયનમા નીર ! વિરહના તીર ! પ્રભુ વાગ્યા બચાવોને !
**સાખી**—શાશન આપ જતા પ્રભો ! નુર રહિત જણાય !
ડોલે ધર્મ તરૂવરો ! આતર કલેશ છવાય !
સુજ્ઞાન સમિર ! કલાપી કીર ! ટહુકારે સુહાવોને ! અહો !
**સાખી**—જ્ઞાનક્રિયા આચારને શાશન પ્રેમ પલાય !
વીર ! વીર ! વિણુશી જતો તુજ શાશન સમુદાય
પધારો વીર ધર્મ સરતીર-તુટે પગલી સુહાવોને ! અહો

આત્મી પ્રકાશ પ્રકટ્યા પુર્વ જે–તુજ પગલે પલકાર !
મણિમય પ્રકટાવો ત્વરિત આવી તારણહાર !
જડો જ જીર ચરણ પ્રભુ વીર ! દયા લાવી તોડાવોને! અહો!

પાદરાકર.



# મહાવીરનો પરિવાર.



૧૧ ગણધર, ૭૦૦ કેવળજ્ઞાની ૧૩૦૦ અવધીજ્ઞાની

૭૦૦ વૈક્રીય લબ્ધીવત ૭૦૦ વાદીઓ ૫૦૦.

મનઃપર્યવજ્ઞાની ૩૦૦ ચૌદ પૂર્વધારીઓ ૧૪૦૦૦

સાધુઓ ૩૬૦૦૦ સાધ્વીઓ ૧૫૯૦૦૦

શ્રાવકો ૩૧૮૦૦૦ શ્રાવિકાઓ

કુલ. ૫૩૭૯૧૧.

ઉપરની સખ્યામા ગૌતમાદીક ગણધરોના હાથે દિક્ષીત થએલા અને જ્ઞાન પામેલાઓની સખ્યાઓનો સમાવેશ થતો નથી પરતુ ફક્ત મહાવીરસ્વામીનોજ એ પરિવાર છે

# !! મહાવીર !!



એ !! દાનવીર ! યુદ્ધવીર !! ધર્મવીર !!!

कृत्वा हाटक कोटिभि र्जग दसद् दारिद्र मुंद्रां किनम्।
हत्वा गर्भशयानपि स्फुरदरीन मोहादिवंशोद्भ भवान्॥
तप्त्वा दुस्तपम स्पृहेण मनसा कैवल्य हेतुं तपस्।
त्रेधा वीरयशो दधद् विजयतां वीर स्त्रिलोकी गुरुः॥

કોટી સુવર્ણના દાનવડે (સાંવત્સરીક દાન વખતે) જગતને દારિદ્રની મુંદ્રાના ચિન્હથી રહિત કરી (એ દાનવીર) મોહાદિવંશમાં ઉત્પન્ન થએલા એવા અંતરમા સ્ફુરતા શત્રુઓ ને માર્યા (એ યુદ્ધવીર) અને નિઃસ્પૃહ મનવડે કૈવલ્ય પદના હેતુરૂપ એવી દુસ્તપ તપશ્ચર્યા આદરી (એ ધર્મવીર) એમ ત્રણ પ્રકારે વીરના યશને ધારણ કરતા એવા ત્રણ લોકના ગુરૂ શ્રી મહાવીર પ્રભુ વિજયને પામો.

ધર્મ સંગ્રહ.